

# શ્રી મહાવીરનો-
# સામાયિક યોગ

## અને તેથી થતા આત્મવિકાસનાં

## પદો અને વ્યાખ્યાનો

લાલન



# શ્રી મહાવીરના-સામાયિક યોગ

## અને તેથી થતા આત્મવિકાસનાં પદ્યો અને વ્યાખ્યાનો

સંયોજક-લાલન

: પ્રકાશક :
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
અમદાવાદ

ॐ શાંતિ

## શ્રી વીરપરમાત્માનો સામાયિક યોગઃ—

# ઉપોદ્ઘાત.

**દેહગેહની સેવાઃ**—સામાન્ય રીતે મનુષ્યનો આખો જન્મારો દેહરૂપી ઘરની સેવામાં જ જાણે વહ્યો જતો હોય એમ ઘણે ભાગે સંસારમાં જોવામાં આવે છે. દેહ મનુષ્યની સાથે ૨૫–૫૦–૭૫ ૧૦૦ કે ૧૨૦ વર્ષ રહે છે.

તેની સેવામાં એ રાત્ર દિવસ જાણે મંડયો જ રહ્યો હોય એવું દેખાય છે. દેહને ખાવાને અન્ન જોઇએ તેને માટે સવારથી સાંજ સુધી શ્રમ કરતો તે જોવામાં આવે છે, એ દેહને પહેરવાને વસ્ત્ર જોઇએ તેને માટે પણ અહોરાત્ર પરીશ્રમ વેઠતો જોવામાં આવે છે, અને એ જ દેહને રહેવાને છાપરૂં જોઇએ તેને પેદા કરવામાં તેની સાઠે ઘડી–ચોવીસે કલાક વ્યતીત થયા કરે છે. આટલું જ નહિ પરંતુ મનુષ્ય, બીજા મનુષ્યથી પોતે મોટો દેખાય એટલા માટે, પણ તે અતિશ્રમ કરતો જણાય છે આમ ખાવામાં, પહેરવામાં, વસવામાં અને મોટા થવામાં તેનો જન્મારો જે વહેતો જણાય છે. તે બધો દેહગેહની સેવામાં જ ચાલ્યો જાય છે.

આટલું જ નહિ પરંતુ કદાચ તેને ખાવાને કોદરા મલ્યા તો તે કંસાર મેળવવાને મહેનત કરે છે; એ પણ તેની મહેનત દેહના માટે છે, કદાચ મહેનત કરતાં પહેરવાને ખાદી મલી તો કીનખાબ પ્રાપ્ત કરવા પરિશ્રમ વેઠે છે. વળી રહેવાને પર્ણકુટી, ઝુપડું, ઘર, હવેલી, બંગલો મહેનત કરતાં કરતાં મળે તોપણ તે મહેલ મેળવવા

પ્રયત્ન કરતો અટકે એમ જોવામાં આવતું નથી. આ પ્રમાણે દેહગેહની સેવા કરવામાં—દેહરૂપી ઘરની પરીચર્યા કરવામાં તે બાકી રાખતો નથી, જે દેહ તેને વિશેષમાં વિશેષ આશરે સવાસો વર્ષ રહી છોડી જાય છે; તે દેહનો તે ગુલામ થઈ કહે છે, પરંતુ એ દેહરૂપી ઘરમાં રહેનાર, દેહરૂપી ઘરનો ધણી જે દેહ જન્મ્યો તેની પહેલાં પણ હતો; હાલ પણ છે, અને હવે પછી પણ હશે, તેની દરકાર કરતો જરાપણ જોવામાં આવતો નથી. એટલું જ નહિ પરંતુ દેહરૂપી ઘરમાં રહેનાર કોઈ છે કે નહિ તેની પણ તેને ઘણે ભાગે ખબર હોતી નથી, એટલે કે **દેહને જ હું માને** છે અને દેહના જન્મને પોતાનો જન્મ, દેહના વૃદ્ધપણાને પોતાનું વૃદ્ધપણું, દેહના વ્યાધિને પોતાનો વ્યાધિ, અને દેહના મરણને પોતાનું મરણ સમજે છે. આમ દેહને હું માનનારને શાસ્ત્ર **બહિરાત્મા** કે નિશ્ચય મિથ્યાત્વી કહે છે, અને દેહગેહમાં રહેનાર દેહથી જે જુદો છે, એમ સમજનારને સમ્યકૃત્વવાન કહે છે.

**દેહગેહના ધણીનું દર્શન**—અ જ્યારે દેહમાં તેનો ધણી હોય છે, ત્યારે તેનો દેહ ચકચકતો દેખાય છે. અને જ્યારે તે એ દેહરૂપી ઘરમાંથી રવાનો થાય છે, ત્યારે તેનો દેહ થોડીવારમાં કાલો મેશ થઇ જાય છે, એટલું જ નહિ પણ તે ગંધાવા લાગે છે અર્થાત્ જ્યાં સુધી એ દેહનો ધણી એ દેહરૂપી ઘરમાં હોય છે ત્યાં સુધી તેની ચામડી તેજવાળી દેખાય છે, અને તેમાંથી કોઇપણ પ્રકારની દુર્ગંધ નીકલતી નથી, હવે આત્મપ્રિય વાચક ! વિચાર કરો કે એ દેહમાં કોણ હતું કે જેથી તેને **અભાવે** દેહ કાળો પડી ગંધાય અને **સદ્ભાવે** દેહ ચકચકિત રહી ગંધાતો બંધ થાય ! **એ જ તું પોતે ( तत्त्वम् )** દેહ નહિ—દેહરૂપી ઘર નહિ, પણ એ ઘરનો માલિક. એવા દેહ તો તેં ઘણા બનાવ્યા—એવાં દેહરૂપી ઘરો તો તમે ઘણાં બાંધ્યાં અને ઘણાં બાંધો પણ ખરા પણ એ ઘરનો બાંધનાર તેનાથી જુદો જે કોઇ છે; તે તું **પોતે** છે:—

**ब દેહગેહના ધણીની કિંમત**—હાલની દુનિયામાં મોટામાં

મોટી નગરી જો કોઈ હોય તો એંસી લાખની વસ્તીવાળી લંડન નગરી છે. પંચમ જ્યૉર્જ હાલ ત્યાં રાજ્ય કરે છે, તેમના રાજ્યમાં એવો દુનિયાનો કોઇપણ દેશ નથી કે, જેમાં સૂર્ય કદાપિ પણ અસ્ત થતો હોય અર્થાત્ તેમના કોઇ કોઇ દેશમાં તો સૂર્ય ઊગેલો જ હોય. એ પંચમ જ્યૉર્જના અલંકારો, લંડન ટાવરમાં લોકોને જોવા માટે રાખવામાં આવે છે, એ અંલકારોમાં સર્વથી શ્રેષ્ટ જે હીરો છે. તેને કોહીનુર ( પ્રકાશનો પર્વત ) કહે છે. એ જ કોહીનુરને કોઇ કૌસ્તુભમણિ કહે છે. એવી દંતકથા છે કે, જેનો એ હીરો હોય તે ચક્રવર્તી હોય, એ હીરાની કીંમત સાડાચાર કરોડ રૂપિયા છે. પરંતુ આત્મપ્રિય મનુષ્ય ! એ કોહીનુર જોવાને કદાચ આંખ ન હોય. તો તે કોહીનુરની કીંમત શી ? વિચાર કરતાં તને જણાશે કે ફુટી બદામ, ત્યારે જે ચક્ષુરૂપી હીરાથી કોહીનુર અને એવા અનેક હીરાઓ દેખાય છે, એ ચક્ષુરૂપી હીરાની કીંમત શી આંકે ? ધારો કે એ ચક્ષુરત્નની કીંમત સાડાચાર અબજ છે. હવે જરા વિચાર કરો કે—કદાચ ચક્ષુ હોય—ચક્ષુરૂપી રત્ન હોય, સામે કોહીનુર હીરો પણ પડેલો હોય પણ જો તમે શરીરમાં ન હો તો તમારા ચક્ષુરત્ન, જેની કીંમત સાડા ચાર અબજ આપણે આંકી હતી તે પણ શું કામનું ? એની કીંમત પણ આપણે કોહીનુર પ્રમાણે આપણે શરીરમાં ના હોઇએ તો ફુટી બદામ છે. ત્યારે આ વાતનો સાર એ થયો કે—બધી કીંમત આપણે પોતે શરીરમાં હોઇએ, તો થાય છે અને ના હોઇએ તો નથી થતી. હવે જ્યારે કોહીનુરની કીંમત આપણે સાડા ચાર કરોડની માંડી હતી, આંખરૂપી રત્નની કીંમત સાડા ચાર અબજની માંડી હતી, તો દેહરૂપી ઘરમાં રહેનાર જે ચક્ષુરત્નને તેમજ કૌસ્તુભમણિને જોઈ રહ્યો છે. તેની કીંમત સાડા ચાર પરાર્ધ ગણીએ તો ખોટું શું છે ! આશ્ચર્ય તો એ જ છે કે, બહાર દેખાતા કોહીનુરમાં કે બહારના પદાર્થમાં મનુષ્ય મોહી રહ્યો છે અને ચક્ષુરત્નની કીંમત તે જાણતો નથી, કદાચ તેની

કીંમત જાણે છે તો પણ એ ચક્ષુમાં રહી જોનાર પોતે—આત્મ તેની કીંમત અઢળક હોવા છતાં તેની તે દરકાર કરતો નથી. આમ ખરૂં જોતાં જો તે અંતર–દષ્ટિ કરે તો તેને આત્માની ઝાંખી થાય કે જેનું મૂલ્ય અપરંપાર છે. પરંતુ આપણે સમજવાની ખાતર તેની કીંમત સાડા ચાર પરાર્ધ આંકેલી છે. આ ઉપરથી સહજ સમજાશે કે દેહગેહથી આત્મા ભિન્ન છે અને તેની કીંમત અપરંપાર છે.

**ક દેહગેહના ધણીની ઉંચાઇ અને મહોટાઇ**—જમીનના તળીયાથી ગિરનાર પર્વતની પાંચમી ટુંકનું શિખર પાંચ માઇલ એટલે અઢી કોશ છે. માણસ છેક તેની ટોચ પર જઈ ત્યાં **શ્રી નેમીશ્વર**નાં દર્શન કરી શકે છે. ગુરૂ દત્તાત્રયનાં પગલાં પણ જોઇ શકે છે અને ત્યાં જ બાવાઓ જે લાકડીઓ નાંખે છે તેનો ઢગલો પણ તે સામે જુએ છે. એટલું જ નહિ પણ ત્યાં જે ઘંટ બાંધેલો છે, તેને વગાડવામાં યાત્રા સફળ સમજે છે. હવે આત્મપ્રિય મનુષ્ય ! તમે વિચાર કરો કે પર્વત પર ચઢતાં પાંચમી ટુંકનાં શિખરે તમે પહોંચ્યા, જે પાંચ માઇલ ઊંચું હતું અને હજી પણ તમે જો એ વિશેષ ઊંચુ હોય તો ચડી શકો છો, ત્યારે વિચાર કરો કે તમે ઊંચા છો કે તે પર્વતનું શિખર ? તે પાચ માઇલની ઊંચાઈએ આવેલું એ પાંચમી ટુંકનું શિખર ચડતાં ચડતાં ગિરનાર પર્વતની ઊંચાઇ પુરી થઇ, પરંતુ તમારા પગની ઊંચાઇ જે ત્યાં ચડી ગયો—તેની ઊંચાઇ કોઇથી માપી શકાય ! ? હવે વિચાર કરો કે પર્વત ઊંચો કે તમો પોતે ? ગિરનાર ઊંચો કે તમારા શરીરમાં રહેલો આત્મા ઊંચો ? પરંતુ જો તમે શરીરમાં ના હો તો તમારી ઊંચાઇ માત્ર પાંચ ફુટ ને છ ઇંચની છે. અને શરીરમાં હોત, તો પાંચ માઇલથી પણ તમે વિશેષ ઊંચા છો, આ ઊંચાઈ એ તમારા શરીરના સામર્થ્યની નહિ પણ તમારા શરીરથી ભિન્ન એવા **આત્માની છેઃ**—

**૨ આત્મા ટેપલાઇન-ફુટપટી છે અને પૃથ્વીને પણ**

પગમાં રહી માપી શકે છેઃ—સાંપ્રતકાળની ભૂગોળવિદ્યા અને ખગોળવિદ્યામાં જણાવેલું છે કે પૃથ્વીનો પરિઘ સાડી બાવીશ હજાર માઇલ છે, હવે જો એક માણુસ રોજના આઠ માઇલ પ્રમાણે ચાલવા માંડે તો આઠ વર્ષમાં પૃથ્વીની પ્રદક્ષિણા ફરી વળે એટલે કે પૃથ્વી ઉપરનાં સાડી બાવીશ હજાર માઇલ ચાલતાં ચાલતાં પૂરાં થાય પણ તેનો પગ ખૂટી જઈ શકે નહિ. એનો પગ તો હજુપણ બીજા પણ માઇલોને પોતાના પગમાં છૂપાવી રહ્યો છે. આ વિચારથી આત્મપ્રિય બંધુ સમજી શકશે છે કે પૃથ્વી તો મનુષ્યના પગમાં ઘડી વાળીને સમાઈ ગઇ છે. તેના પગના તળીયામાં સમાઈ રહી છે. એટલું જ નહિ પરંતુ તે એટલો બધો વિશાળ છે કે આખા બ્રહ્માંડને તે વ્યાપવા માંડે તો બ્રહ્માંડ ( Cosmos ) પુરૂં થાય પણ પોતે પૂરો ન થાય. જડ બ્રહ્માંડને માપનાર આત્મા–બ્રહ્મ તો અસંખ્ય માઇલનો છે, પરંતુ એ આત્મા એટલે પોતે શરીરમાં ન હોય તો તેના પગનું તળીયું માત્ર એક ફુટનું છે. શરીરમાં પોતે હોય તો અમાપ છે અને પર્વતને, પૃથ્વીને, બ્રહ્માંડને માપી શકે એવો તે મહાન છે.

### ૩. આત્મબળની ઝાંખી.

બહારની વસ્તુઓ બાહ્ય ઇંદ્રિયોથી એટલે બહિઃકરણથી અને અંતરની વસ્તુઓ અંદરની ઇંદ્રિયોથી એટલે અંતઃકરણથી જોઇ શકાય–જાણી શકાય. આ ઉપર એક દૃષ્ટાંત લેવું પડશે.

આત્મપ્રિય મનુષ્ય ! તમને પથ્થરો કઠણ જણાય છે કે પાણી ? સામાન્ય રીતિએ જોતાં તમો એવું ઉત્તર આપશો કે પથ્થર કઠણ છે અને પાણી પોચું. તમારી સ્પર્શેન્દ્રિય પથ્થર કઠણ દેખાડે છે અને પાણીને પોચું. હવે વાંચનાર આત્મબંધુ ! આપણે એ જ પથ્થર અને પાણીને અંતરદૃષ્ટિથી જોવાને પ્રયત્ન કરીએ. આપણો અંતરાત્મા જ્યારે વિચાર કરવા લાગે છે ત્યારે તેના અંતરમાં સ્પષ્ટ દેખાય છે કે પર્વતના કઠણ પથ્થરો ઉપર હેલીબંધ વરસાદ પડતાં તે પર્વતના

પત્થરના કટકા થઈ જાય છે. એ પથ્થરના કટકા ઉપર વરસાદ પડયા કરે છે ત્યારે તે કટકાના કાંકરા થઇ જાય છે અને કાંકરા ઉપર પડતા વરસાદનું પાણી એ કાંકરાઓને રેતીનું રૂપ આપે છે. આમ પથ્થરના ટુકડા કરનાર, ટુકડાના કાંકરા કરનાર અને કાંકરાને રેતી બનાવનાર શું વરસાદનું પાણી નથી ? આ ઉપરથી સમજાશે કે બાહ્ય સ્પર્શેન્દ્રિયથી ઓળખાયેલો કઠણ પથ્થર પાણીથી ભાગી જતો હોવાથી પોચો જણાશે અને પાણી જે પોચું હતું તે કઠણ જણાશે. કારણ કે પથ્થરને તેણે તોડી પાડયા !

એક લોખંડનો કટકો લ્યો અને એક પ્યાલામાં પાણી ભરી તેમાં એ કટકાને મૂકો. થોડા દિવસમાં લોખંડનો કટકો કટાઇ જશે. પછી તેની ઝીણી ઝીણી લાલ રેતી થઈ જશે. એટલું જ નહિ પરંતુ રેતી પણ બારીક થઇ ઉડી જશે. આ હિસાબે પાણી લોખંડ કરતાં કઠણ ન થયું ?

એ જ પ્રકારે વિચાર કરશો તો જણાશે કે ઘણા મનુષ્યો બાહ્યદષ્ટિ હોવાથી એમ વિચારે છે કે કર્મ કઠણ છે અને આત્મા પોચો છે. કર્મથી દબાયેલો છે. પરંતુ અંતરઆત્મા જ્યારે અંતર્દષ્ટિથી વિચારીને જુએ તો કઠણ પાણીની માફક પોચા પત્થર જેવા કર્મને તોડી પાડે છે. પાણીદાર એટલે બળવાન આત્મા કર્મરૂપી પર્વતોને વજ્રરૂપ બની તેના ભૂકેભૂકા કરી નાખે છે.

**૪ શરીર અને આત્માનો સંબંધ; તેમજ શરીરનું વિનાશીપણું અને આત્માનું અવિનાશીપણું**—મૂળાક્ષરોમાં अ, आ વગેરે સ્વરો છે અને क्, ख् વગેરે વ્યંજનો છે. સ્વરો એટલે જેનો ઉચ્ચાર સદા થયા કરે તે અને વ્યંજનો એટલે જેની ભીતરમાં સ્વર ન હોય તો તેનો ઉચ્ચાર પણ ન થઇ શકે તો બોલી તો કેમ શકાય ! લખવામાં પણ તે વ્યંજનો ખોડા લખાય. આ ઉપરથી સાધકને સમજાશે કે સ્વરના ઉચ્ચાર જેમ શાશ્વત છે–નિત્ય છે–અવિનાશી છે તેમ શરીરરૂપી વ્યંજનમાં રહેલો સ્વરરૂપી આત્મા અવિનાશી

છે, નિત્ય છે, શાશ્વત છે અને વ્યંજનની માફક શરીર અશાશ્વત વિનાશી અને અનિત્ય છે.

આ શ્રોતાઓમાંના કે વાચકોમાંના કોઇએ સાંભળ્યું કે વાંચ્યું હશે કે આઠે કર્મમાં મોહનીય કર્મની પ્રકૃતિ મોટામાં મોટી એટલે સિત્તેર કોડાકોડી સાગરોપમની છે. આ વાત સાંભળી કે વાંચી, જે સાધક પચીસ પચાસ કે પોણોસો વર્ષના શરીરને હું માની રહેલ છે, તેને મોહનીય કર્મની ભયંકરતા જણાતાં ગભરામણ પણ છૂટે વખતે (Heart) હાટ પણ ફેલ થાય. પરંતુ અંતર્દષ્ટિવાળો સાધક તો જાણી શકે છે કે અનંત કોટાકોટિ સાગરોપમવાળો મારો આત્મા, મોહનીય કર્મને તો એક ઇંચ કરતાં પણ નાનું ગણે છે. સિત્તેર કોડાકોડિ સાગરોપમનો તો અંત છે, મારો કે આત્માનો તો અંત નથી અને આદિએ નથી. મોહનીય કર્મ ઉપરાંત સર્વકર્મનો ક્ષય થાય પરંતુ મારા આત્માનો ક્ષય થઇ શકે નહિ.

આત્મબંધુ તમારૂં નામ શું? બંધુ ઉત્તર આપે છે કે મારૂં નામ શંભુ. પ્રશ્નકાર પૂછે છે કે હું તમારા શરીરનું નામ નથી પૂછતો, શંભુ એ નામ તો તમારા શરીરનું હશે, પણ તમારૂં એટલે તમારા આત્માનું નામ મારે જાણવું છે. ધારો કે તમારા આત્માનું નામ આપણે સમજવા ખાતર **સંવેગ** રાખીશું. કારણ કે શંભુ તો ૨૬ વર્ષનો છે. તેના આ શરીરને ૨૬ વર્ષ થયાં છે. પરંતુ શંભુના શરીર રૂપી ઘરમાં રહેલ **સંવેગ** તો મરણજન્મની પણ પર છે. અનંત વર્ષનો તે હતો, છે અને હશે. તમારા આત્માએ શંભુ જેવાં ઘણાં શરીરો રચ્યાં અને ઘણાં ભાંગ્યાં, તથાપિ તમે તો હજુ કાયમ છો. નારક, તિર્યંચ, માનુષ્ય અને દેવનાં શરીરો પૂરાં થયાં, પરંતુ તમે પૂરા થાઓ નહિ એવા છો. હજુ પણ કદાચ આત્મભાન ભૂલો તો શરીરની હદમાં–સીમામાં–લીમીટમાં આવી પડો. પરંતુ તમે એટલે સંવેગ અસીમ છો. શરીરના જન્મ મરણ તમને હવે સ્પર્શી શકવાનાં નથી.

જેમ બાહ્યમાં આવેલી વસ્તુનું દર્શન સૂર્યનો ઉદય હોવા છતા ચર્મચક્ષુ ઉઘાડયા વિના થતાં નથી, તેમ આંતરમાં આવેલી મહાન વસ્તુનું દર્શન વિવેકચક્ષુ–વિચારચક્ષુ ઉઘાડયા વિના થતાં નથી. બાહ્ય વસ્તુ આ જગત છે. અને અંતરની મુખ્ય વસ્તુ આત્મા છે. જગત જડ છે–અચેતન છે. આત્મા ચૈતન્યરૂપ છે. બહાર આવેલા જગતને અંતરમાં રહેલો ચૈતન્યદેવ જેમ જેમ જોઇ રહ્યો છે તેમ તેમ અંતરમાં રહેલો ચૈતન્યદેવ પણ પોતાના વિચારચક્ષુથી પોતાને પણ જોઇ શકે છે. જેમ દીવાને જોવા માટે બીજા દીવાની જરૂર પડતી નથી પણ એ જ દીવાના પ્રકાશથી દીવો જેમ જોવાય છે તેમ આત્માને જોવાને બીજા જ્ઞાનપ્રકાશની જરૂર નથી. પરંતુ અંતરમાં રહેલો જ્ઞાનપ્રકાશ જેમાંથી એ પ્રકાશ વહી રહ્યો છે તે આત્માને પણ જોઇ શકે છે. જેમ દીવાનો પ્રકાશ એ દીવાનો ગુણ છે, તેમ આત્મામાંથી નીકળતું જ્ઞાન એ આત્માનો ગુણ છે.

છેવટે ઉપસંહારમાં લખવાનું કે આત્મા અવિનાશી છે. મહાનમાં મહાન છે અમાપ છે. બળવાનમાં બળવાન છે. સર્વજ્ઞાનમાં શિરોમણી છે અને અનવધિ સુખ સંપૂર્ણ છે. આ વાતનો અનુભવ શ્રી વીરપ્રભુના સામાયિકને આદર્શ રાખી જે સાધક જિજ્ઞાસુ તેનું અનુકરણ કરશે તેને અનુભવ થશે એમ ભાવના કરવામાં આવે છે.

સામાયિકને આચારમાં મૂકતાં જે જે સ્ફુરણો થયાં તેને વ્યક્ત કરવાનો અહીં પ્રયત્ન કરવામાં આવ્યો છે. માટે સિલસિલેવાર આ લેખ હોવાનો સંભવ નથી. પરંતુ સામાયિકને જીવનમાં ઉતારનારને આ સ્ફુરણો મોક્ષ માર્ગની દિશાસૂચક થાય એવો સંભવ છે.

આ પુસ્તકના મુદ્રણમાં આ સામાયિકની ઉત્તમતા યથાશક્તિ સમજી શેઠ ભોળાભાઇ જેસીંગભાઈએ પ્રત ૧૦૦૦ તેમજ આત્મબંધુ ભાઇ સારાભાઇ મોદીએ પણ પ્રત બીજી ૧૦૦૦ નો ખર્ચ આપ્યો છે.

૧૫૭૭૪

# સામાયિક—આત્મવિકાસ

( Perfection )

**ગ્રંથપ્રવેશ:**

**પંચાવયવ ધર્માનુષ્ઠાન**-જૈન ધર્મમાં જે ધર્માનુષ્ઠાન—જે ધર્મવિધિ- જે ધર્મક્રિયા-અને જે ધર્મવ્યાપાર **મોક્ષરૂપી** સાધ્ય અર્થે કે પરિપૂર્ણતા પામવાને કરવાનો છે, તેના શ્રીમદ્ હરિભદ્ર આચાર્યે પાંચ પ્રકાર નીચે પ્રમાણે જણાવ્યા છે:—

૧ **પ્રણિધાન**=સાધ્ય, ઉદ્દેશ. Aim.

૨ **પ્રવૃત્તિ**=સાધન- વિધિ Means to end.

૩ **વિઘ્નજય**=બત્રીસ દોષોનો પરાજય.

૪ **સિદ્ધિ**=મોક્ષ; પૂર્ણતા. Perfection.

૫ **વિનિમય**=પૂર્ણતા સિદ્ધ થયા પછી જે સાધનવડે સિદ્ધિ પ્રાપ્ત કરી તે સાધન અન્યને જણાવવું. અન્યને એ ફળનું દાન. Self-dedication.

**સાધ્ય-ઉદ્દેશઃ**—શ્રી **વીર પરમાત્માએ** સામાયિક ચારિત્રવડે આત્મવિકાસની પૂર્ણતા પ્રાપ્ત કરી, અનંતજ્ઞાન, અનંતદર્શન; અનંત-ચારિત્ર; અનંતવીર્ય અને અનંતઆનંદ પ્રાપ્ત કર્યા; અને એ અનન્ત ગુણો પ્રાપ્ત કર્યા પછી- સાધના પૂર્ણ થયા પછી તેઓશ્રીએ જૈન શાસન એટલા માટે સ્થાપ્યું કે, મનુષ્યોને એ સામાયિકના સાધનથી તેઓશ્રી આત્માના અનંત ગુણો પ્રગટ કરાવવા જનતાને માર્ગદર્શક થઇ શકે.

**સાધનઃ—(પ્રવૃત્તિ) સામાયિકની ક્રિયા**

પ્રત્યેક ધર્મના નેતાઓનું ચરિત્ર એ ધર્મના અનુયાયી કે બાળ-

નારાઓને આદર્શરૂપ હોય છે. શ્રી જૈન ધર્મ પાળનારાઓને શ્રી જિનેશ્વર ભગવાનનું-શ્રી **મહાવીર સ્વામીનું** ધાર્મિક ચારિત્ર આપણા ધર્મ જીવનમાં આદર્શરૂપ હોવું જોઇએ.

## જૈનોનું આદર્શ સામાયિક

જૈનોનું આદર્શ સામાયિક તે શ્રી **મહાવીર સ્વામીનું** સામાયિક છે; અર્થાત્ શ્રી **મહાવીર સ્વામીએ** મુક્તિનું-પૂર્ણતાનું-મહાન્ આનંદનું અવ્યાબાધ સુખનું મુખ્ય સાધન સામાયિકને ગણ્યું છે; એમ શ્રી આચારાંગસૂત્રમાં આવેલા તેઓશ્રીના ચરિત્ર ઉપરથી જણાય છે.

શ્રી આચારાંગ સૂત્રમાં લખ્યું છે કે-" તે કાળે, તે સમયે શિયાળાના પ્રથમ માસે એટલે માર્ગશીર્ષ માસે પ્રથમ પક્ષે માગશર વદ દસમના સુવ્રત[1] નામના દિને વિજય મુહૂર્તે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો યોગ આવતાં, પૂર્વમાં છાયા વળતાં, છેલ્લા પહોરમાં પાણી વગરના બે ઉપવાસે-ચોવિહાર છઠ્ઠ ઉપવાસે એક વસ્ત્રધારી સહસ્ર-વાહિની **ચંદ્રપ્રભા** નામની શિબિકા (પાલખી) ઉપર ચઢી દેવ મનુષ્ય અસુરોની પર્ષદાઓ સાથે ચાલતાં ચાલતાં **ક્ષત્રિયકુંડપુર** નગરના મધ્યમાં થઇને જ્યાં **જ્ઞાતખંડ** નામનું ઉદ્યાન છે, ત્યાં ભગવાન આવ્યા. આવીને ભૂમિકાથી એક હાથ ઉંચી શિબિકા સ્થાપી ધીમે ધીમે પૂર્વાભિમુખે સિંહાસનપર બેસી આભરણ—અલંકારો ઉતારવા લાગ્યા. ત્યારે વૈશ્રવણ દેવે ગોદોહાસને રહી સફેદ વસ્ત્રમાં ભગવાનનાં તે આભરણો-અલંકારો ગ્રહણ કર્યા.

પછી ભગવાને જમણા હાથથી, મસ્તકના જમણા કેશોનો અને ડાબા હાથથી, ડાબા કેશોનો પંચમુષ્ટિએ લોચ કર્યો. **શક્રેન્દ્રે** ત્યારે ગોદોહાસને રહી, ભગવાનના તે કેશો રત્નથાળમાં ગ્રહણ કરીને ભગવાનને જણાવીને **ક્ષીરસમુદ્રમાં** પહોંચાડયા.

---

૧ સુવ્રત નામના દિને પ્રભુએ સામાયિક નામનું પોતાના જીવનમાં સુવ્રત સાધન અંગીકાર કર્યું.

આ પ્રકારે ભગવાને પંચમુષ્ટિએ લોચ કર્યા પછી સામાયિક ચારિત્ર લેવાનો ઠરાવ કર્યો, અને નીચે પ્રમાણે સામાયિક ચારિત્રનો ઉચ્ચાર કરવા, પ્રથમ સિદ્ધ ભગવાનને નમસ્કાર કર્યો.

**नमो सिद्धाणं** સિદ્ધોને નમસ્કાર હો !

## સામાયિકના પાઠોનો ઉચ્ચાર*

**करेमि सामाइयं**—( હું સમતામાં—સમભાવમાં રહીશ ) **सव्वं मे अकरणिज्जं पावकम्मं** ॥

( કોઇપણ પ્રકારનું પાપ નહિ કરીશ, ) અર્થાત્ આજથી સમભાવમાં રહી—આત્મભાવમાં રહી—શુદ્ધ સ્વભાવમાં રહી કોઇપણ પ્રકારનો પાપવ્યાપાર નહિ કરીશ; એટલે કે મારા મનને મારા વચનને મારી કાયાને પાપવ્યાપારમાં જતા સર્વથા અટકાવીશ.[1]

આ પછી પ્રભુએ સાડા બાર વર્ષ અને ત્રણ અઠવાડિયાં સુધી સમભાવરૂપ સામાયિકમાં રહી સર્વ પાપનો સર્વથા નાશ કરી, કેવળજ્ઞાન, કેવલદર્શન, ( અર્થાત્ પૂર્ણજ્ઞાન પૂર્ણદર્શન ) અનંત આનંદ અને અનંત વીર્ય પ્રાપ્ત કર્યાં.

---

* આ સામાયિક ઉચ્ચારતી વખતે શ્રી **મહાવીર સ્વામીએ** કરેલો દૃઢ સંકલ્પ:—

" મુજઆત્મ વિકાસ કરીશ સદા, હર એક પળે ધરી તત્પરા,
મુજ સાધ્ય વિષે યદિ કાંઇ નડે, મનવાચ શરીર તણી જરીએ,
પ્રકૃતિ ઝટ દૂર કરીશ વળી, બસ જીવ સટોસટ યત્ન કરી. ૧

આપણે પણ સામાયિકમાં હોઇએ તેટલો વખત સુધી આ પદને યથાશક્તિ વર્તનમાં મૂકવા પ્રયાસ કરવો.

સામાયિક લઇ લીધા પછી આ નીચેના પદનું સ્મરણ કરવું;

" કાયાથી કાંઇ નવ કરવું, મૌનપણે સ્થિર બેસી રહેવું;
બાહ્ય અભ્યંતર વિચારને અટકાવવા રે—
વ્હાલા વ્હેલો વ્હેલો લાગ તું એવા ધ્યાનમાં રે. "

૧=મહાનુભાવ સાધુ સાધ્વીઓ પણ, શ્રી પ્રભુની પેઠે સ ત્યાગ કરી સામાયિક અંગીકાર કરે છે.

## સામાયિકનો ઉપદેશ

જે સાધન વડે પોતાને કેવલ જ્ઞાનાદિ અનંત ચતુષ્ટય પ્રાપ્ત થયાં, તે સાધનનો પ્રચાર કરવા-વિનિમય કરવા શ્રી પ્રભુએ ધર્મ-રૂપ તીર્થનું[1] સ્થાપન કર્યું-શ્રી સંઘની રચના કરી.

સામાયિક ચારિત્રનો ઉપદેશ કરતાં, પ્રથમ મહાવ્રતનો અને પછી અણુવ્રતનો-જાવજીવ સુધી સામાયિકનો અને પછી ઇત્વર ( જ્યાં સુધી નિયમ હોય ત્યાં સુધી ) સામાયિકનો બોધ કર્યો. જાવ જીવ સુધી સામાયિક અંગીકાર કરનારાઓ પ્રભુએ સ્થાપેલા તીર્થમાં સંઘમાં, સર્વથી ત્યાગ કરનારા સાધુ-સાધ્વીઓ ગણાયા અને ઇત્વર-થોડા વખત માટે સામાયિક લેનારા શ્રાવક શ્રાવિકાઓ, આમ શ્રી પ્રભુનું તીર્થ, ચતુર્વિધ સંઘરૂપે સ્થપાયું

## ષડ આવશ્યકો

જૈનોમાં અવશ્ય કરવાની ક્રિયાઓને-વિધાનોને-અનુષ્ઠાનોને વિધિઓને આવશ્યક એટલે અવશ્ય કરવાની ક્રિયા કહે છે. એવા આવશ્યકો છ છે. જેમાં પ્રથમ સામાયિક છે. એક પ્રકારે આ છએ આવશ્યકોનો સામાયિકમાં સમાવેશ થાય છે. જે આપણે આગળ ઉપર જોઈશું.

## સાધુ સાધ્વીઓનું સામાયિક

નીચે પ્રમાણે સાધુ સાધ્વીઓનું સામાયિક રચાયું. એટલે કે સામાયિક વ્રત ઉચ્ચરાવતાં તેઓના માટે આ પ્રકારે સામાયિકનો પાઠ પ્રવર્ત્યો:—

**करेमिभंते सामाइयं**—હે ભગવન્! હું સમતારૂપ સામાયિક ચારિત્ર લઉં છું.

---

૧=Religious Brotherhood. સંઘ, સમાજ,

**सव्वं सावज्जं जोगं पच्चक्खामि—**

સર્વ સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરૂં છું, **जाव जीवाए** જ્યાં સુધી જીવું ત્યાં સુધી.

**तिविहं, तिविहेणं**—ત્રણ કારણે અને ત્રણ યોગે એટલે કે

**मणेणं, वायाए, कायेणं**—મને, વચને અને કાયાએ—**न करेमि न कारवेमि, करंतंपि अन्नं न समणुज्जाणामि**—કરૂં નહિ, કરાવું નહિ, અને અન્ય કરતા હોય તેને રૂડું માનું નહિ.

**तस्स भंते पडिक्कमामि–निंदामि—**
**गरिहामि–अप्पाणं वोसिरामि—**

હે ભગવાન્! તે ( પાપવ્યાપારથી ) હું નિવર્તું છું, નિંદુ છું, ગર્હું છું, તેવા બહિરાત્મભાવને વોસીરાવું છું. (અર્થાત્ ગયા કાળમાં મારાથી પાપવાળી વ્યાપારની પ્રવૃત્તિ થઇ હોય તેથી હું પાછો હઠું છું. આત્મસાક્ષીએ તે પાપને નિંદુ છું, ગુરૂસાક્ષીએ તે પાપને ગર્હું છું અને હવેથી તેમ ન કરવા માટે મારા આત્માને તેવા ભાવનો ત્યાગ કરાવું છું. )

## શ્રાવક, શ્રાવિકાનું સામાયિક વ્રત–ચારિત્ર.

જેઓશ્રી **મહાવીર સ્વામીનું** ઉપદેશેલું–અંગીકાર કરાવેલું સર્વવિરતિ–જાવ જીવ સુધીનું સામાયિક ( ચારિત્ર ) ઇચ્છાયોગથી તો અંગીકાર કરી શકયા; પણ સામર્થ્ય યોગથી ન લઇ શકયા; તેઓને માટે દેશ ચારિત્રરૂપ આ પ્રકારનો સામાયિક પાઠ પ્રવર્ત્યો—

**करेमि भंते सामाइयं**–હે ભગવાન્! હું સમભાવરૂપ–આત્મસ્વભાવરૂપ ચારિત્ર ( સામાયિક વ્રત ) અંગીકાર કરૂં છું.

**सावज्जं जोगं पच्चक्खामि—**

પાપ વ્યાપારનો નિષેધ કરૂં છું.

**जाव नियमं पज्जुवासामि—**

જ્યાં સુધી નિયમ છે ( ઓછામાં ઓછી બે ઘડી ) ત્યાં સુધી અંગીકાર કરૂં છું.

**दुविहं, तिविहेणं**—બે કરણે[1] એટલે કરૂં નહિ, કરાવું નહિ. ત્રણ પ્રકારે **मणेणं, वायाए, कायेणं**—મન, વચન, કાયાથી ત્રણ પ્રકારે **न करेमि, न कारवेमि** કરૂં નહિ, કરાવું નહિ.

**तस्स भंते, पडिक्कमामि–निंदामि,**
**गरिहामि, अप्पाणं वोसिरामि.**

હે ભગવાન્ ! પાપવ્યાપારથી એ છ કોટીએ (પ્રકારે) નિવર્તું છું. તે પાપવ્યાપારને નિંદું છું. ગુરૂ સાક્ષીએ ધિક્કારૂં છું, એવા બાહ-

---

૧ શ્રાવક, શ્રાવિકા પરિગ્રહ ધારી હોવાથી ત્રણ કરણે સામાયિક વ્રત ઉચ્ચારવાને, પાળવાને ઘણે ભાગે સમર્થ હોય નહિ એટલે તેમને અનુમોદનની છૂટ રહી. દાખલા તરીકે, સામાયિકમાં બેઠેલ શ્રાવક શ્રાવિકા જુએ છે કે મારાથી થોડે છેટે તિજોરીની ચાવી પડી છે. થોડીવારમાં કોઇ સ્વજન આવી તે લઈ સાચવીને ઉંચે મૂકે છે. આ જોઇ સામાયિક વ્રતમાં રહેલ શ્રાવક, શ્રાવિકા મનમાં આનંદ પામે છે કે ઠીક થયું કે ચાવી સુરક્ષિત સ્થાને મૂકાઈ એટલે હવે ચોર લૂંટારાને હાથ નહિ જાય. આવી રીતે સાંસારિક કર્તવ્યની અનુમોદના થઇ જતાં વ્રતમાં તૂટી ન લેખાય માટે શ્રાવક, શ્રાવિકાઓને અનુમોદનની છૂટ રહે છે.

રાત્મભાવને વોસિરાવું છું એટલે કે તજું છું, એટલે કે અંતરાત્મ ભાવમાં આવી શુદ્ધ આત્મભાવમાં રહેવાના નિશ્ચય કરૂં છું.

## વિશિષ્ટ શુદ્ધિ

સામાયિકનું પચ્ચખાણુ લેતાં, સામાયિકની પ્રતિજ્ઞા લેવામાં છેવટે એવો ઉચ્ચાર કરવામાં આવે છે કે—**अप्पाणं वोसिरामि**—એટલે દેહાદિભાવ–બહિરાત્મભાવ છોડી શુદ્ધ આત્મભાવમાં રહીશ.

કાઉસગ્ગ કરવા પૂર્વે પાપની આંતરભાવવડે વિશેષ શુદ્ધિ કરવી જોઇએ, તો જ કાઉસગ્ગમાં અર્થાત્ શુદ્ધ આત્મસ્વભાવમાં રહી શકાય; આટલા માટે સામાયિક કરવા પહેલાં અનંત જીવોની–ચોર્યાસી લાખ જીવાયોનિમાં આવેલા અનંત જીવોની વિરાધના કરી હોય, તે સર્વ જીવો સાથે ક્ષમાપના કરી લેવા **इरियावहियं** ગણુવામાં આવે છે. અને એ ભાવપૂર્વક ગણુવાથી પાપથી નિવૃત્ત થઇ આંતરશુદ્ધિ થાય છે. એટલે કે **मिच्छामि दुक्कडं** અર્થાત્ સર્વ દુષ્ટ કૃત્ય, પાપ મિથ્યા હો ! એમ કહેવામાં આવે છે.

## શુદ્ધિ ( ૨ )

રસ્તે વહન કરતાં, અર્થાત્ ચાલતાં–હાલતાં, જતાં–આવતાં, બે ઇંદ્રિયાદિ ક્ષુદ્ર જીવોને ચાંપ્યા હોય; બીજ ચાંપ્યા હોય; વનસ્પતિ કચડી હોય; ઝાકળ કીડીયારૂં, સેવાળ લીલીમાટી, પાણી કીચડ અને કરોળીયાના પડ કે જાળાં, ચાંપ્યા હોય તે સર્વ પાપ મિથ્યા હો. પછી તે જીવ એક ઇંદ્રિયવાળો હો, બે ઇંદ્રિય, ત્રણુ ઇંદ્રિય, ચાર ઇંદ્રિય કે પાંચ ઇંદ્રિયવાળાં હો ! હવે—

૧ એ જીવો સામે આવતા અથડાયા હોય,

૨ ધૂળથી ઢાંક્યા હોય,

૩ ભૂમિ સાથે કે, ભીંત સાથે ઘસ્યા હોય,

૪ ભેળાં કર્યા હોય,

૫ વિશેષ તેઓનું સંઘટન કર્યું હોય,

૬ પરિતાપ ઉપજાવ્યો હોય,

૭ થકવી નાંખ્યા હોય,

૮ ઉપદ્રવ કર્યો હોય,

૯ એક સ્થાનકેથી બીજા સ્થાનકે મૂક્યા[1] હોય,

૧૦ જીવિતથી ચૂકાવ્યા હોય (મારી નાંખ્યા હોય) એ સર્વ વિરાધનાથી લાગેલું પાપ મિથ્યા હો! એવી ઇરિયાવહિથી દ્રઢ ભાવના કરવી.

## વિશેષ આંતર શુદ્ધિ

**तस्स उत्तरी** વડે આંતર શુદ્ધિ થાય છે. જે જે પાપવ્યાપારો થયા હોય છે, તેનાં કારણો બહુ ઉંડા હોય છે, અર્થાત્ કાર્મણ શરીરમાં હોય છે, માટે જીવોની વિરાધનાથી થયેલા પાપની **इरियावहि** વડે **मिच्छामि दुक्कडं** અર્થાત્ ક્ષમા માગવી એટલું જ બસ નથી; પરંતુ આ **तस्स उत्तरीना** સૂત્ર વડે થયેલાં પાપનો પશ્ચાતાપ કરવો કે જેથી મન વચન તનનાં પાપ ધોવાઇ આત્માની વિશુદ્ધિ થાય.

અને ત્રણ શલ્ય કે જે માયા (કપટ) નિદાન (વાસના) મિથ્યાત્વ (ખોટું) એટલે દેહમાં છુપણું જીવોમાં રહે છે, તેથી રહિત થઇ સર્વ પાપનો નાશ કરવાને અર્થે કાયોત્સર્ગમાં રહી ધ્યાન કરવું ઘટે.

---

૧—પાણીના જીવ, જમીન ઉપર; અને જમીનના જીવ પાણી ઉપર મૂક્યા હોય; તો તે થોડા વખતમાં તરફડી મરણ પામે છે.

**સૂચના**—આમ સર્વ જીવોની વિરાધનાથી થતા આંતરની વિશિષ્ટ શુદ્ધિ કરી રહ્યા પછી, આપણા મન, વચન, અને કાયાના યોગમાં એવી આત્મસ્ફુરણા થાય કે અનાદિ કાળથી અત્યાર સુધી જે હું જીવોની વિરાધના કરી રહ્યો હતો, તે હું એવી વૃત્તિ ધારણ કરૂં કે, એ સર્વ જીવોની હું મન, વચન, કાયાવડે **આરાધના** સેવા-પૂજા કરૂં. '**सवी जीव करुं शासनरसी**' એવી ભાવના થાય તો પુણિયા શ્રાવક જેટલું પુણ્ય ઉપાર્જન કરે કે તીર્થંકર ગોત્ર જેટલું મહાપુણ્ય ઉપાર્જન કરે એવું અનુમાન થાય છે.

## કાયોત્સર્ગ ધ્યાન પ્રકાર

જૈન ધર્મમાં તપ બે પ્રકારનાં કહ્યાં છે—

બાહ્ય અને અભ્યંતર. અભ્યંતર તપમાં **काउसग्ग** ધ્યાનનો સમાવેશ થાય છે. કાઉસગ્ગમાં પ્રવેશ કર્યા પૂર્વે, સોળ પ્રકારના આગાર-અપવાદોની છૂટ રાખવામાં આવેલી છે.

સામાયિક યોગનો અભ્યાસ કરનાર આત્માર્થી આરંભમાં આ કુદરતી અપવાદની છૂટ રાખે. અને જો તેને રોકવા જાય તો કાઉસગ્ગના ધ્યાનથી ચૂકે; પરંતુ સામાયિક યોગનો યોગાર્થી સતત અભ્યાસ કર્યા કરે તો એ સોળ આગારમાંથી ઘટાડતાં, ઘટાડતાં માત્ર બે આગાર એટલે કે ઉંચો શ્વાસ અને નીચો શ્વાસ કાઉસગ્ગમાં લેવો પડે. એ સિવાયના બીજા તમામ આગાર ટળી જાય છે.

કાઉસગ્ગમાં પ્રવેશ કર્યા પૂર્વે, શરીરને સ્થિર રાખવા, **कायं ठाणेणं**, વાણીને મૌન રાખવા, **मोणेणं**. અને મનને ધ્યાનસ્થ રાખવા **झाणेणं** એ પાઠો વડે પ્રતિજ્ઞા કરી શ્રી જિનેશ્વર મહારાજાનું પુષ્ટ આલંબન લેવા ઉજમાલ થાય છે. પરંતુ તેમ કરવા પૂર્વે અનાદિ

કાળથી, શરીરોને ધારણ કરતો હું જીવ એ શરીર-કાયા, (ક્ષાલન) નથી. પણ આ શરીરમાં રહેલ આત્મા (પ્રશમ) સાક્ષી છું, એવો અંતરાત્મભાવ રાખી કાઉસગ્ગમાં પરમાત્માઓનું ધ્યાન ધરવું; અને એ ધ્યાન ધરવાનું લોગસ્સ નામના સૂત્રમાં આવ્યું છે.

ત્રણે લોકને ઉદ્યોત કરનારા, ધર્મરૂપ તીર્થને-સંઘને-ભ્રાતૃભાવને સ્થાપનારા એવા શ્રી અરિહંતોનું-ચોવીશે તીર્થંકરોનું અને અતીત અને અનાગત કાળમાં થનારા તીર્થંકરોનું કીર્તન કરીશ.

આમ કહી વર્તમાન ચોવીશીના, તથા ભૂત અને ભવિષ્યકાળના તીર્થંકરોને વંદન કરવું.

એ પ્રકારે પ્રભુનું ભાવ સ્તવન કરવું કે જે પ્રભુએ કર્મરજરૂપ જરા અને કર્મમલરૂપ મરણનો ક્ષય કર્યો છે તે ચોવીશે પ્રભુઓ મારા ઉપર પ્રસન્ન થાઓ; કે જેથી હું જરા મરણરૂપ કર્મફળનો અને તેને ઉત્પન્ન કરનાર કર્મનો જય કરી આપના જેવો અમર થાઉં.

જે પ્રભુઓનું હું કીર્તન કરું છું, જેને વંદન કરું છું, અને જેનું હું ભાવ પૂજન કરું છું તે પ્રભુઓ મને આરોગ્યતા આપો, ક્ષાયક સમ્યક્ત્વ આપો અર્થાત્ પરમ શુદ્ધ આત્મ સ્વભાવ આપો; અને ઉત્તમ સમાધિનું-વરદાન પૂર્ણ સાક્ષાત્કાર જેમાં છે, એવી નિર્વિકલ્પ સમાધિ આપો.

વળી જે પ્રભુઓ ચંદ્રોથી પણ નિર્મળતર છે ( કેવળ દર્શન વાળા છે), જે પ્રભુઓ સૂર્યોથી પણ અધિક પ્રકાશ કરવાવાળા છે; ( કેવળજ્ઞાનવાન છે ), અને જે પ્રભુઓ સ્વયંભૂરમણ સમુદ્રના જેવા ગંભીર છે ( જે પ્રભુઓ સ્વસ્વરૂપાનંદમાં સદા રમણ કરી રહ્યા છે ) તે પ્રભુઓ-સિદ્ધ પ્રભુઓ મને આપના સરખી સિદ્ધિ આપો.

ધ્યાન કરતાં કાઉસગ્ગ ધ્યાનનો ધ્યાની સાધક જ્યારે પોતાને

ભૂલી પોતાના ધ્યેયમાં લીન થાય છે ત્યારે સર્વ પાપની નિર્ઘાતનાને અર્થે કરેલું કાઉસગ્ગ ધ્યાન સર્વ પાપનો નાશ કરે છે; એટલું જ નહિ પણ પ્રભુઓમાં જે ગુણો પ્રકટ હોય છે, તે ગુણો કર્મરૂપ આવરણોને ખસેડીને પ્રગટ થાય છે.

આટલું તો સાધક સમજી શકે એવું છે કે જે વેળા આ પ્રકારે પ્રભુના ગુણોમાં નમન, પૂજન, સ્મરણ કરે છે, તે વેળા તેમના આત્માના પરિણામ ઘણા ઉચ્ચ થાય છે. શ્રીમદ્ આનંદઘનજી મહારાજ પણ કહે છે કે, અંતરાત્મ થઇ પરમાત્માની ભાવના કરવી એ આત્માને પરમાત્માને અર્પણ કરવાનો માર્ગ છે. **જેને તે અર્પણ થાય છે તેવો તે બને છે.**

## આગારો ( અપવાદો )

કેટલાક શારીરિક વિકારો એવા હોય છે કે, સામાયિક યોગના જઘન્ય અભ્યાસીઓને સ્વાભાવિક જેવા થઈ ગયેલા હોય છે. માટે શાસ્ત્રકારોએ કાઉસગ્ગ ધ્યાનમાં પણ અમુક આગારો, અપવાદો કહ્યા છે, અને એ આગારો આ પ્રમાણે ગણાવ્યા છેઃ—

ઉંચો શ્વાસ લેવાયે કરી, નીચો શ્વાસ લેવાયે કરી, ખાંસીએ કરી, છીંક આવવાથી, બગાસું ખાવાથી, ઓડકાર ખાવાએ કરી, વાયુ સંચાલને કરી, ભમરી આવવાથી, પીતના ઉછાળા વડે મૂર્ચ્છા આવવાથી, અંગનાં અવયવોની સૂક્ષ્મ હીલચાલથી, સૂક્ષ્મ શ્લેષ્મના ચલનથી, અને સૂક્ષ્મ દ્રષ્ટિના સંચલનથી, ઇત્યાદિ[1] અપવાદો થઇ જાય

---

૧ આગ લાગી હોય; સર્પ વિગેરે હિંસક પ્રાણીનો ઉપદ્રવ હોય; ચોરાદિનો ભય હોય; અને રાજાનો ભય હોય તો તે વખતે સ્થાનાંતર કરતાં મારો કાઉસગ્ગ અખંડ હો !

તો મારા કાઉસગ્ગ ધ્યાનમાં ભંગ ન હોય એમ ઇચ્છી સાધક કાઉસગ્ગમાં પ્રવેશ કરે છે.[1]

## સામાયિકની પૂર્ણાહુતિ

**सामाइयवयजुत्तो**–એ સૂત્રથી સાધક–શ્રાવક શ્રાવિકા સામાયિકની પૂર્ણાહૂતિ કરે છે. અર્થાત્ જ્યાં સુધી સાધક સામાયિકમાં એટલે સમતાપૂર્વક જ્ઞાન, દર્શન, ચારિત્રમાં હોઈ પોતાની પ્રતિજ્ઞા, નિયમને પર્યુપાસે છે, ત્યાં સુધીમાં તો તેનાં અશુભ કર્મો છેદાઈ જાય છે. વળી જે શ્રાવક પાંચમા ગુણસ્થાનકે પોતાની સામાયિક કરી રહ્યો છે, એટલો વખત તે પ્રાયે સાધુના જેવો એટલે છઠ્ઠા ગુણસ્થાનવાળા સાધુની ભૂમિકા ઉપર જાણે ચડયો હોય તેવો લાગે છે. એટલે કે બે ઘડીના સાધુ જેવો શ્રાવક પણ હોય છે.*

---

૧ વિશેષ સૂચના—પરંતુ ધ્યાન, અભ્યાસે વધતા વધતા સાધકનો કાયભાવ છૂટી અંતરાત્મભાવ થઇ પરમાત્મભાવમાં એવો તલ્લીન થઇ જાય છે કે, દેહનું ભાન તેમને દૂર થઇ જાય છે, એટલે દેહ સંબંધી આ આગારો જે ઉપર ગણાવ્યા છે તે આગારો આવતા રફતે રફતે બંધ પડી જાય છે; કારણ કે આત્મા એક વેળાએ બે ક્રિયા કરી શકતો નથી, ( એટલે એક આગાર સેવવાનું અને બીજું પરમાત્માનું અખંડ ધ્યાન કરવાનું કામ. )

* આપણા જૈન સમાજમાંના ચતુર્વિધ સંઘમાંથી જે શ્રાવક, શ્રાવિકાનો આદર્શ શ્રીમહાવીર સ્વામીનું સામાયિક કે આત્માનો પૂર્ણ વિકાસ હોય છે તેમણે તો પોતાના શુદ્ધ પરિણામ કે શુભ પરિણામના માટે સાતમા કે અપ્રમત્ત ગુણસ્થાનકની; આઠમા કે અપૂર્વ ગુણસ્થાનકની; નવમા કે, અનિવૃત્તિ ગુણસ્થાનકની; દશમા કે

આજ સામાયિકમાં જ્યારે જેવું સમ્યગ્ દર્શન, જેવું સમ્યગ્જ્ઞાન હોય છે તેવું જ્યારે સમ્યક્ ચારિત્ર થઇ એ ત્રણે ઉત્કૃષ્ટ સમ પ્રમાણમાં આવે છે, ત્યારે એ ત્રણે ઉપયોગો એકત્ર થઈ પ્રગતિવાન સાધક ક્ષીણ-મોહે પહોંચી કેવળ જ્ઞાન દર્શન પ્રાપ્ત કરે છે, એટલે કે છેવટે પોતાની સામાયિકના આદર્શરૂપ શ્રી **વીર** પ્રભુના સામાયિકમાં તલ્લીન થાય છે.

આ સામાયિક કે આત્મવિકાસમાં, આત્મોપયોગ—અંતરાત્મોપ-યોગ—જ્ઞાનાદિ ગુણોપયોગ એટલો ઉન્નત છે કે, આ કુશળ સાધકને દુ:ખો, ઉપસર્ગો, પરિષહો જાણે બીલકુલ સ્પર્શ કરતા ન હોય અને પોતાનો આત્મા શાંત આનંદમાં મ્હાલતો હોય એમ લાગે છે, આટલે આવ્યા પછી તેરમા અને ચૌદમા ગુણસ્થાનકની ભાવનામાં પ્રવેશ કરવા પ્રયત્ન કરે છે. અને યોગને સ્થિર કરી, અનુક્રમે તેનો વિચ્છેદ કરી એ કુશળતર સાધક તે ગુણસ્થાનકોથી પર એવી ગુણસ્થાનાતીત

---

સુક્ષ્મસંપરાય ગુણસ્થાનકની; બારમા કે ક્ષીણમોહ ગુણસ્થાન-કની: ભૂમિકા ઉપર ચઢવા તે તે ગુણસ્થાનકવાળું સામાયિક કરવા પ્રયત્ન કર્યા કરવો.

શ્રી **સાધુ** મહારાજની સામાયિક કરતાં સમ્યક્ દર્શનની બહુલતા અને સાધુ મહારાજના મહાવ્રતની ભાવનામાં સાધક સ્થિરતા પામતો રહે છે.

શ્રી **ઉપાધ્યાય** મહારાજની સામાયિકની ભાવનાવાળો સમ્યક્ દર્શન ઉપરાંત સમ્યક્ જ્ઞાનની ભૂમિકા ઉપર ચઢે છે. અને પંચ મહાવ્રતની ભાવનામાં સામાયિક વેળાએ તો વિશેષ દૃઢ થતો રહે છે.

શ્રી **આચાર્ય** મહારાજની સામાયિકની ભાવનામાં સમ્યક્ દર્શન, જ્ઞાન ઉપરાંત સમ્યક્ ચારિત્રની ભાવનાની બહુલતા રહે છે. અને પંચ મહાવ્રતોની ભાવના પરિપક્વ અવસ્થાએ પહોંચે છે.

અવસ્થાની એટલે કે સિદ્ધાવસ્થાની ભાવનાઓએ પહોંચે છે; કારણ કે સામાયિક એ જ શુદ્ધાત્મા છે.

"સામાયિક તે હી આત્મા ધારો શુદ્ધો અર્થ."

## ઉપસંહાર

આપણા માનવજીવનમાંના ધાર્મિક જીવનનો આદર્શ શ્રી **મહાવીર** જીવન છે; અને એ ધાર્મિક જીવનમાં પણ આપણી એટલે શ્રાવકોની સામાયિક વેળાએ પણ, શ્રી **મહાવીરસ્વામીની** સામાયિક આપણી ધાર્મિક સામાયિકનો આદર્શ છે.

હવે આત્મપ્રિય સામાયિકસ્થ, આત્મ પ્રિય બ્હેનો અને ભાઇઓ ! સામાયિક કરતી વખતે પ્રભુ શ્રી **મહાવીર સાધુ અવસ્થામાં** એટલે છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનમાં એટલે પ્રમત્ત અપ્રમત્ત ગુણસ્થાનકે કેવું સામાયિક કરતા હશે તે અનુમાન કરી તેવું સામાયિક કરવાની ભાવના કરવી.

આમ કરવા થકી આપણી એ સામાયિકમાં સુંદર ધારણા થશે. એ ધારણા કરતી વખતે એકસો આઠ વખત **नमामि वीरं गिरिसा - धीरम्** એ મંત્રનો જાપ કરવો.

જાપ એવે પ્રકારે કરવો કે વાણી જાપના શુદ્ધ ઉચ્ચારમાં, કર્ણેન્દ્રિય એ જાપના મધુર શ્રવણમાં અને મન એ છઠ્ઠે સાતમે ગુણસ્થાનકે રહેલા પરમાત્મા શ્રી મહાવીર સ્વામિના સામાયિકમાં રમતું રહે એ પ્રમાણે આપણો અંતરાત્મા એ ગુણસ્થાનકની ભાવના કરે છે.

આજ પ્રકારે તેઓશ્રીની ઉપાધ્યાયની અવસ્થાની વિશુદ્ધિવાળી સામાયિકની ભાવના કરવી.

તે જ પ્રમાણે તેઓશ્રીની આચાર્યપણાના વિશુદ્ધિવાળા ગુણસ્થાનકના સામાયિકની ભાવના કરવી.

એ જ રીતિએ શ્રી **મહાવીર સ્વામીની** એટલે શ્રી અરિહંત અવસ્થાની એટલે તેરમા ચૌદમા ગુણસ્થાનકની ભાવના કરી સામાયિક કરવું.

ત્યાર પછી શ્રી **મહાવીર સ્વામી** સિદ્ધ અવસ્થામાં જે સામાયિક સ્વરૂપે છે ( " સામાયિક તે હિ આત્મા " ) તે અવસ્થાની ભાવના કરી સામાયિકે રહેવું.

આ પ્રકારે શ્રી **મહાવીરની** પંચવિધ સામાયિકની ભાવનાઓ આપણી સામાયિકના સમયને રૂડે પ્રકારે ઉપયોગમાં લે છે કે જેથી ક્રમે ક્રમે તે અવસ્થાએ ધ્યાન અને સમાધિ સુધી પણ પહોંચી શકાય. વિ. વિ.

---

આત્મપ્રિય વાંચકો ! જે જે સામાયિક કરતાં સ્ફુરણો **પ્રશમાંશને** થયાં છે તે લખવા કેટલેક અંશે પ્રયત્ન કર્યો છે. અને સામાયિકની ક્રિયામાં પદે પદે-શબ્દે શબ્દે જો ઉપયોગ હોય, અર્થ વિચારે ભાવ વિચારવામાં આવે તો આત્માનંદ કે પ્રશાન્તવાહિતા એની મેળે જ પ્રાપ્ત થશે એ નિર્વિવાદ છે, આથી શું થશે ? **यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ।**

# સૂત્ર પાઠો.

## નમસ્કાર સૂત્ર ૧

**नमो अरिहंताणं**=શ્રી અરિહંત (પરમાત્મા)ને નમસ્કાર થાઓ.

**नमो सिद्धाणं**=શ્રી સિદ્ધ (પરમાત્મા)ને નમસ્કાર થાઓ.

**नमो आयरियाणं**=શ્રી આચાર્ય (મહારાજ)ને નમસ્કાર થાઓ.

**नमो उवज्झायाणं**=શ્રી ઉપાધ્યાય (મહારાજ)ને નમસ્કાર થાઓ.

**नमो लोए सव्व साहूण**=શ્રી લોક ક્ષેત્ર મધ્યેના સર્વ સાધુઓને નમસ્કાર થાઓ.

**एसो पंचनमुक्कारो**=એ પાંચેને કરેલ નમસ્કાર,
**सव्वपावप्पणासणो**=સર્વ પાપનો સવથા નાશ કરનાર છે.
**मंगलाणं च सव्वेसिं**=વળી સર્વ મંગલોમાં,
**पढमं हवइ मंगलम्**=પ્રથથ મંગળ (કલ્યાણ રૂપ) છે.

## અથ પંચિંદિય ૨

**पंचिंदियसंवरणो**=પાંચ ઇંદ્રિયો (ના વિષય વિકારો)ને રોકનાર.
**तह नवविहबंभचेर-गुत्तिधरो**=તથા નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિના ધરનાર.
**चउविहकसायमुक्को**=ચાર પ્રકારના કષાયોથી મુક્ત.
**इअ अट्ठारसगुणेहिं संजुत्तो**=એ અઢાર ગુણોએ સહિત.
**पंचमहव्वयजुत्तो**=પાંચ મહાવ્રતે યુક્ત,
**पंचविहायारपालणसमत्थो**=પાંચ પ્રકારના આચાર પાળવાને સમર્થ.
**पंचसमिओ तिगुत्तो**=પાંચ સમિતિએ સમિત (અને) ત્રણ ગુપ્તિએ ગુપ્ત.
**छत्तीसगुणो गुरु मज्झ**=(એ) છત્રીસ ગુણોએ સહિત (તે) મારા ગુરૂ (છે).

## ખમાસમણ સૂત્ર ૩

**इच्छामि खमासमणो ! वंदिउं, जावणिज्जाए । निसीहिआए मत्थएण वंदामि**=હે ક્ષમાશ્રમણ ! મારી શરીરની શક્તિ અનુસાર પાપ વ્યાપારને તજીને (આપના ચરણ કમળને) વાંદવાને ઇચ્છું છું ( અને ) મસ્તકે કરી વાંદું છું.

**इच्छाकारेण संदिसह भगवन् ! इरियावहियं पडिक्कमामि ?-इच्छं**=આપની ઇચ્છાપૂર્વક હે જ્ઞાનવંત ! (પૂજ્ય) આદેશ

આપો તો ચાલવાના માર્ગમાં જે પાપ થયું હોય તે પાપથી નિવર્તુ-પ્રતિક્રમું ? ત્યારે ગુરૂ આદેશ આપે કે પ્રતિક્રમો-પછી શિષ્ય કહે કે એ આજ્ઞા પ્રમાણ છે.

## ઇરિયાવહિયં સૂત્ર ૪

**इच्छामि पडिक्कमिउं; इरियावहियाए; विराहणाए** હું પાપ-થકી નિવર્તવાને ઇચ્છુ છું. જવા આવવાના માર્ગમાં તથા સાધુ શ્રાવકના ધર્મ પાળતાં જે વિરાધના ( પાપયુક્ત ક્રિયા ) થઇ હોય, જેમકે—

**गम[illegible]णे-पाणक्कमणे-बीयक्कमणे-हरियक्कमणे ओसा उत्तिंग-[illegible]मक्कडासंताणासंकमणे;** એક સ્થાનકેથી બીજા સ્થાનકે જતાં આવતાં ( બે ત્રણ ચાર ઇંદ્રિયવાળા ) જીવોને પગે કરી ચાંપવાથી, ધાન્યના બીજને ચાંપવાથી, લીલી વનસ્પતિને ચાંપવાથી, આકાશમાંથી પડતાં ઠારને, કીડીયોનાં નગરાંને, પાંચવર્ણી લીલફૂગને, સચિત માટીયુક્ત સચિત પાણીને, કરોળી-આની જાળને પગે કરી ચાંપવાથી અથવા મસળવાથી.

**जे मे जीवा विराहिया;** જે જીવોની મેં વિરાધના કરી હોય અર્થાત્ જે જીવોને દુ:ખી કર્યા હોય, તે ક્યા જીવો ?—

**एगिंदिया बेइंदिया तेइंदिया चउरिंदिया पंचिंदिया=**

એક ઇંદ્રિયવાળા, બે ઇંદ્રિયવાળા, ત્રણ ઇંદ્રિયવાળા, ચાર ઇંદ્રિય-વાળા, અને પાંચ ઇંદ્રિયવાળા તેઓને કેવી રીતે વિરાધ્યા ? :—

**अभिहया वत्तिया लेसिया संघाईया संघ[illegible]या परिया-विया किलामिया, उद्दविआ ठाणाओ ठाणं संकामिया जिवियाओ [illegible]वरोविया तस्स मिच्छा मि दुक्कडं=**

સામા આવતાને હણ્યા ( લાતે માર્યા ) હોય, ધૂળે કરી ઢાંકયા હોય, ભૂમિ સાથે મેળવ્યા હોય, માંહોમાંહે શરીર એકઠાં

કર્યાં હોય, મૃતપ્રાય કીધાં હોય, ત્રાસ પમાડયા હોય, એક સ્થાનકથી બીજા સ્થાનકે મૂકયા હોય, જીવિતવ્યથી જૂદા કર્યા હોય, તે સંબંધી જે પાપ લાગ્યું હોય, તે પાપ મારૂં નિષ્ફળ થાઓ !

# તસ્સ ઉતરી સૂત્ર ૫

**तस्स उत्तरीक[illegible]णेणं, पायच्छित्तकरणेणं, विसोहि-करणेणं, विसल्लीकरणेणं, पावाणं कम्माणं, [illegible]ग्घायण[illegible]ए, ठामि काउस्सग्ग**–તેને વિશેષ શુદ્ધ કરવાને, તેની ગુરૂ પાસે આલો-યણા કરવાએ કરી, આત્માના અંતર મેલને ટાળવાએ કરી, આત્માને શલ્યથી રહિત કરવાએ કરી, અને તેથી સર્વ પાપ કર્મોનું ઉચ્છેદન કરવાને માટે હું કાય વ્યાપારના ત્યાગ કરવારૂપ અને આત્મવિકાશ આદરવા રૂપ કાઉસગ્ગ કરૂં છું.

**अन्नत्थ ऊससिएणं, नीससिएणं, खासिएणं, छीएणं, जंभाइएणं, उड्डुएणं, वायनिसग्गेणं, भमलीए, [illegible]पित्त[illegible]च्छाए**=

જે બાર આગારોનું વર્ણન કરૂં છું તે સિવાયના બીજા સ્થાનકે કાયવ્યાપારનો ત્યાગ કરૂં છું તે બાર આગારોનાં નામ—

ઉંચો શ્વાસ લેવો પડે, નીચો શ્વાસ મૂકવો પડે, ઉધરસ આવ-વવાથી, છીંક આવવાથી, બગાસું આવવાથી, ઓડકાર આવવાથી, વા સંચરવાથી, ચકરી આવવાથી, પીત્તના પ્રકોપ વડે મૂર્છા આવવાથી,

**सुहुमेहिं अंगसंचालेहिं, सुहुमेहिं खेलसंचाले[illegible], सुहु-मेहिं दि[illegible]हिं**=સૂક્ષ્મ શરીરનો સંચાર થવાથી, સૂક્ષ્મ રીતે થુંક અથવા કફ ગળવાથી, સૂક્ષ્મ દૃષ્ટિના સંચારથી.

**एवमाइएहिं आगारेहिं, अभग्गो अविराहिओ, हुज्ज मे काउसग्गो**=પૂર્વોક્ત આગારો વિગેરે બીજા (પણ ચાર) આગારોથી (અન્યત્ર) મારો કાર્યોત્સર્ગ અખંડિત–અવિરાધિત હોજો.

( ક્યાં સુધી ? )

**जाव अरिहंताणं, भगवंताणं नमुक्कारेणं न पारेमि=** જ્યાંસુધી અરિહંત ભગવાનને નમસ્કાર કરવા વડે ન પારૂં.
**ताव कायं, ठाणेणं मोणेणं. झाणेणं, अप्पाणं, वोसिरामि=**

ત્યાંસુધી પોતાની કાયાને એક સ્થાને, મૌન રહેવા વડે, (અને) ધ્યાન વડે, (પાપ ક્રિયાથી) વોસિરાવું છું.

# લોગસ્સ—સૂત્ર ૬.

**लोगस्स उज्जोअगरे. धम्मतित्थयरे जिणे ।**
**अरिहंते [illegible], चउवीसंपि केवली ॥ १ ॥**

લોકના ( કેવલજ્ઞાન વડે ) ઉદ્યોતને કરનારા, ધર્મ તીર્થના કરનારા, (રાગ દ્વેષના) જીતનારા, કર્મ શત્રુનો નાશ કરનારા; (અને) કેવળજ્ઞાની એવા ચોવીશે તીર્થંકરો અને બીજાઓનું પણ કીર્તન કરીશ.

**उसभमजिअं च वंदे, संभवमभिणंदणं च सुमइं च ।**
**पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे ॥ २ ॥**

(શ્રી) ઋષભદેવ તથા અજિતનાથને હું વાંદું છું. સંભવનાથ, અભિનંદન સ્વામી તથા સુમતિનાથને, પદ્મપ્રભુ, રાગ દ્વેષને જીતનારા સુપાર્શ્વનાથને તથા ચંદ્રપ્રભ પ્રભુને વાંદું છું.

**सुविहिं च पुप्फदंतं, सिअलसिज्जंसवासुपुज्जं च ।**
**वि[illegible]मणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥ ३ ॥**

(શ્રી) સુવિધિનાથ (બીજું નામ ) પુષ્પદંતને, શીતલનાથને, શ્રેયાંસનાથને, અને વાસુપૂજ્ય સ્વામીને, વિમલનાથને, અનંતનાથને, અને રાગ દ્વેષના જીતનાર ધર્મનાથને તથા શાંતિનાથને હું વંદના કરૂં છું.

**कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च ।**
**वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥**

(શ્રી) કુંથુનાથને તથા અરનાથને, મલ્લિનાથને, મુનિસુવ્રત સ્વામીને તથા રાગદ્વેષને જીતનારા નમિનાથને, વાંદુ છું. શ્રી અરિષ્ટનેમિને તથા પાર્શ્વનાથને અને વર્દ્ધમાન સ્વામિને હું વંદના કરૂં છું.

**एवं मए अभिथुआ, विहुयरयमला पहीणजरमरणा ।**
**चउवीसंपि जिणवरा तित्थयरा मे पसीयंतु ॥ ५ ॥**

એ પ્રકારે મેં (નામ પૂર્વક) સ્તવ્યા, તે ચોવીસે તીર્થંકરો તથા બીજા પણ તીર્થંકરો જેઓએ ( કર્મરૂપ ) રજ તથા મળને ટાળ્યા છે ( તથા જેમણે ) જરા અને મરણનો અતિશયે કરીને ક્ષય કર્યો છે. ( તથા જે ) સામાન્ય કેવળીઓમાં શ્રેષ્ટ છે, એવા તે તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ !

**कित्तिय-वंदिय-महिया, जे ए लोगस्स उत्तमा सिद्धा ।**
**आरुग्गबोहिलाभं, समाहिवरमुत्तमं दिंतु ॥६॥**

( જેમને ઇંદ્રાદિકે ) સ્તવ્યા છે, વાંદ્યા છે, પૂજ્યા છે. અને જેઓ લોકને વિષે ઉત્તમ સિદ્ધ (ભગવાન) થયા છે, તેઓ (મને) આરોગ્ય, સમ્યગ્ દર્શનનો લાભ અને ઉત્તમ સમાધિનું વરદાન આપો !

**चंदेसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा ।**
**सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ७ ॥**

ચંદ્રોથી પણ વિશેષ નિર્મળ, સૂર્ય સમુદાયથી વિશેષ પ્રકાશ કરનારા ( અને ) સ્વયંભૂરમણ સમુદ્ર જેવા ગંભીર એવા સિદ્ધ ( પરમાત્મા ) મને મોક્ષ આપો.

# करेमि भंते सूत्रपाठ ७,

**करेमि भंते सामाइयं, सावज्जं जोगं पच्चक्खामि, जाव नियमं पज्जुवासामि, दुविहं, तिविहेणं**=હે ભગવંત હું ( રાગ દ્વેષના અભાવરૂપ ) સામાયિક કરૂં છું, પાપ યુક્ત વ્યાપારનું પચ્ચખ્ખાણુ કરૂં છું ( નિષેધ કરૂં છું ) જ્યાં સુધી તે નિયમનું સેવન કરૂં ત્યાંસુધી બે કરણુ અને ત્રણુ જોગથી.

**मणेणं, वायाए, कायेणं, न करेमि, न कारवेमि, तस्स भंते पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि**= મન, વચન અને કાયા (એ ત્રણુ જોગ) વડે ન કરૂં (તથા) ન કરાવું, હે ભગવંત! તે સંબંધી ( પૂર્વે કરેલા ) અપરાધને હું પ્રતિક્રમું છું. ( આત્મ સાક્ષીએ ) નિંદુ છું. ગુરૂ સાક્ષીએ વખોડું છું, ( અને આત્માને (પાપથી) વોસરાવું છું.

# સામાયિક પારવાનું સૂત્ર ૮

**सामाइयवयजुत्तो, जाव मणे होइ नियमसंजुत्तो, छिन्नइ असुहं कम्मं, सामाइय जत्तिआ वारा**=સામાયિક વ્રતથી યુક્ત, જ્યાંસુધી મન તે નિયમથી સંયુક્ત હોય ત્યાંસુધી, જેટલી વાર સામાયિક કરે તેટલી વાર અશુભ કર્મનો નાશ કરે છે.

**सामाइयंमि उ कए, समणो इव सावओ हवइ जम्हा एएण कारणेणं बहुसो सामाइयं कुज्जा**=જે માટે, સામાયિક કરતી વખતે શ્રાવક, સાધુ સમાન થાય છે, તે કારણથી ( તત્ત્વના જાણુનાર ) બહુવાર સામાયિક કરે.

સામાયિક વિધિએ લીધું, વિધિએ પાર્યું, વિધિ કરતાં જે કાંઇ અવિધિ હુઓ હોય, તે સવિ હું, મને, વચને, કાયાએ કરી, **मिच्छा मि दुक्कडं**; તે પાપ મિથ્યા થાય છે.

દશ મનના, દશ વચનના, બાર કાયાના, એ બત્રીસ દોષમાંથી જે કોઇ દોષ લાગ્યા હોય, તે સવિ હું મને-વચને કાયાએ કરી **मिच्छा मि दुक्कडम्०**

છેવટે એક નવકાર મંત્ર ગણીને ઉઠવું. એટલે સામાયિક પુરૂં થયું. આ સામાયિક **શ્રી વીર પરમાત્માનું** છે, પ્રભુશ્રીએ એ સામાયિકના સાધન વડે **કેવલ્યજ્ઞાન** પ્રાપ્ત કર્યું-પૂર્ણતા પ્રાપ્ત કરી, અને એજ સાધન વડે આપણે પણ પ્રાપ્ત કરવું છે એ જ લક્ષ્ય છે.

પરિશિષ્ટઃ—**समणो इव सावओ हवइ जम्हा, एएण कारणेणं बहुसो सामाइयं कुज्जा** એટલે કે શ્રાવક પણ સામાયિક કરતી વેળા સાધુનો નમુનો છે, એ કારણથી શ્રાવકોએ **ઘણીવાર સામાયિકો કરવાં.**

અહીં સમભાવ સામાયિકનું ચિત્ર આલેખવામાં આવે છે.

## સમભાવ સામાયિક

હર્ષપુર નગરમાં **દમદંત** નામના એક ઘણાજ બળવાન રાજા રાજ્ય કરી રહ્યા છે. જરાસંગ રાજાને યુદ્ધમાં સહાય આપવા આ રાજા પોતાનું નગર છોડી જાય છે. જ્યારે દમદંત રાજા આ પ્રમાણે પોતાની નગરીમાં ગેરહાજર છે ત્યારે હસ્તિનાપુરના રાજાઓ પાંડવો કૌરવો તેમના નગર ઉપર ચઢાઇ કરી નગરને જીતી લે છે. મહારાજા દમદંતની ગેરહાજરીમાં તેના નગરને જીતનાર પાંડવો કૌરવો તે વેળા કેવા બળવાન હશે ?

જ્યારે દમદંત રાજા પોતાના નગર ભણી પાછા ફર્યા ત્યારે પોતાની નગરી જીતાયેલી જાણી પાંડવો-કૌરવો સાથે યુદ્ધ કરી તેમને પોતાના નગરમાંથી હાંકી કાઢયા. ત્યાર પછી કેટલા એક વર્ષો સુધી આ દમદંત રાજા પોતાના નગરમાં સુખે-વૈભવ પૂર્વક રાજ કરી રહ્યા છે. એવામાં જીવનમાં મહા પરિવર્તન કરી નાખનાર એક બનાવ બને છે. એટલે કે એક વેળા પોતાના મહેલના ઝરૂખામાં

